ચોપડીની સર્વે ઉપજ સૌરાષ્ટ્ર મીત્રમંડલના નિરાધાર ફંડમાં જવાની
આ ચોપડી તે મંડળના સેક્રેટરી ગાંધી લીલાધર મોતીચંદ પાસેથી
પાયધુની ત્રાંબાકાંટાપર ટોપીની દુકાને મળશે.

# ભક્તિમાળા.

પ્રગટ કર્ત્તા
સૌરાષ્ટ્ર મીત્રમંડળના આશ્રથી
માસ્તર ગીરધરલાલ હરજીવન
માંગરોલ નિવાસી,-હાલ -મુંબઈ.

---

રચનાર
મગનલાલ શંકર પટેલ.
સ્કુલ માસ્તર જુથલ—માંગરોળ.

—:*:—

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦.

સને ૧૯૦૬, સંવત ૧૯૬૩.

---

કીંમત ૦—૨—૦.

કરે પંચ શા કાજે

પંચની મદદે કરે કાજે

અમદાવાદ—'યુનિયન પ્રિન્ટિંગ, પ્રેસ કં. લી.

# આશ્રય પત્રીકા.

## શ્રી સૌરાષ્ટ્ર મીત્રમંડળના સુજ્ઞ સભાસદો.

આપ સર્વ સભાસદોએ આ મંડળનું કામ ઘણી ઉતસાહથી અને તનમંન ધનથી ચલાવો છો, ને તે મંડળ હજી કાયમ રાખી સારાંસારાં કામ કરવા ચાહો છો; તેવું જાણી હું આપના આ મંડળને મારૂં ભક્તિરસથી ભરપુર પુસ્તક આપના મંડળના નીરાશ્રીત ફંડમાં વધારો કરવા. આપ સાહેબોને અર્પણ કરી અલ્હાદ પામું છું. તે સ્વીકારી કૃતાર્થ કરશો. એજ. લી૦

તા. ૧ લી અકટોમ્બર ૧૯૦૬.

હું છું સદાનો આપનો
સભાસદ
**ગીરધર હરજીવન માંગરોળ
નીવાસી હાલ
મુંબઇ બંદર.**

નવીનઃ- ઉપલા મંડળના એક સુજ્ઞ સભાસદ તરફથી. નવીનઃ-

**થોડા રોજમાં- જ્ઞાન પ્રવાહ -થોડા રોજમાં**

**નામનું પુસ્તક બહાર પડશે.**

માટે તાકીદે નીચેના ઠેકાણે નામ નોંધાવી જવા ચુકશો નહિં. આ પુસ્તકમાં બોધક દોહરાઓ તથા વાસ્તવિક વિચારો તથા શું કામની વાતો તથા હાલનાં થતાં નાટકોમાંથી બોધક ગાયનોનું તારણ વીગેરે વીગેરે ઘણા સુધારા વધારાથી બોધક ગ્રંથોમાંથી નવીન નવીન તારણ કરી ચુંટી કાઢેલાં તત્વોનો પ્રવાહ બહાર પડશે. માટે તાકીદે નામ નોંધાવી જજો કારણ જે પાછળથી પસ્તાવાનો વખત ન રહે તે પુસ્તક બાળ-થી-વૃદ્ધ વય સુધીના સર્વેને ઉપયોગનું છે. ભેટ આપવા લાયક તથા સ્કુલોમાં મફત વહેંચવા લાયક પુસ્તક બહાર પડશે. કીંમત અગાઉથી અગ્રાહ પાસેથી ફક્ત ચાર આના. પાછળથી છ આના. પુસ્તક છ ફર્માનું સારી બાઈંડીંગનું સુશોભીત બહાર પડશે. એજ.

ગાઉથી ગ્રાહક થનાર નામ અમર રાખવામાં આવશે. ને જાહેર ખબરો કીફાયત ભાવે લેવામાં આવશે માટે લવાજમ તાકીદે સદરહુ ઠેકાણે ભરી જવું.

લી૦
સર્વે સદ્‌ગુણીનો સેવક.
**લીલાધર મોતીચંદ-ટોપીવાળા**
ઠા૦ પાયધુની ત્રાંબાકાંટા-**મુંબઈ**
ટ્રામના રસ્તાપર
"સૌરાષ્ટ્ર મીત્રમંડળ સેક્રેટરી."

# ભક્તિયોગ.

નિષ્કામ અને શ્રાદ્ધાદિક સહિત સ્વધર્મ પાળવો, નિષ્કામ અને જેમાં હિંસા ન આવે એવી રીતે રોજ પુજા કરવી. મ્હારી મૂર્તિ વિગેરેનાં દર્શન, સ્પર્શ, પુજા, અને વંદના કરવાં, પ્રાણી માત્રમાં મ્હારી ભાવના કરવી, ધીરજ રાખવી, વૈરાગ્ય રાખવું, મ્હાત્માઓને ઘણું માન દેવું, દીન ઉપર દયા કરવી, પોતાની બરોબરીઆ હોય તેઓની સાથે મિત્રતા કરવી, યમ, નિયમ પાળવા, જ્ઞાનશાસ્ત્રો સાંભળવાં, મ્હારાં નામ લેવાં, સરળતા રાખવી, સાધુજનનો સંગ કરવો, અને અહંકારનો ત્યાગ કરવો. એટલા ગુણો રાખવાથી ભક્તનું અંતઃકરણ શુદ્ધ થાય છે.

---

# જીજ્ઞાસુને જાણ.

**जन्म दुःखं जरा दुःखं नित्य दुःख पुनः पुनः ।**
**संसार सागरे दुःखं तस्माज्जागृहि जागृहि ॥**

જન્મ એ જ દુઃખનું મૂળ છે, તે એવું કે સંસાર રૂપી અંગારા ઉપર જાણે સુવું. તેથી જેણે જન્મ લીધો તેણે પરમાત્માની ભક્તિ કરીને પોતાનું સ્વહીત કરવું. કેમકે મનુષ્યના ઉદ્ધારનું મૂળ ભક્તિ છે, કોઇ પણ મનુષ્ય ભક્તિ વિના સુખની ઇચ્છા રાખે તેને મહામૂર્ખ સમજવો. આપણી શક્તિ કેટલી છે તે આપણે સારીપેઠે જાણીયે છીયે કે ખાધેલું અનાજ પણ પચાવવાની આપણી તાકાદ નથી. જળના પરપોટા જેવું ક્ષણિક આપણું જીવન છે અને તે જીવનનું સાફલ્ય પરમાત્માની શુદ્ધ ભક્તિથી થાય છે. આ મૃત્યુના પાસમાં જ પડેલો છે આજથી થોડા વર્ષ પહેલાં આપણે આ ફાની દુનિયામાં નહોતા અને થોડા સમય પછી નહિ હોઇશું. કાળ પોતાનું કામ પવનના અશ્વ ઉપર બેસી સપાટાબંધ કરે જાય છે, પણ કેટલાક અજ્ઞાની મનુષ્ય વિષય, વૈભવમાં એટલા તલ્લીન થઇ ગયા છે કે તેના કેશ કાળા મટી સ્વેત થવાની પણ પુરી ગાહેતી નથી. આ નશ્વર જગતનું સુખ વિદ્યુતના ચમકારા જેવું છે ને આપણું આયુષ્ય અગ્નિથી તપેલા લોઢાપર જળના ટીપાં સરખું ક્ષણિક છે, માટે પ્રત્યેક મનુષ્યે પરમાત્માને પ્રાપ્ત કરવાને ભક્તિ કોઇ દિવસ ચુકવી નહિ.

ભક્તિથી ઘણા લાભો થાય છે. અને અનેક જન્મના અઘ તાત્કાલિક બળી જાય છે. આ ભરતખંડમાં આપણને મનુષ્ય જન્મ મળ્યો છે તેથી અહોભાગ્ય સમજવાં, કેમકે આ દેહથી જ પરમાત્માની ઓળખાણ થાય છે. માટે મહાન પુરૂષો મનુષ્યદેહને ચિં-

તામણી કહે છે. એ ચિંતામણી આપણા પાસ છતાં આપણું દારિદ્ર જતું નથી એ જ દીલગીરીની વાત સમજવી.

હાલમાં ચારે તરફ વિષયનાં તોફાન મચી રહ્યાં છે, જેથી લઘુવયમાંથી જ ખરાખરા મનુષ્યનું મન સ્વાભાવિક જ વિષય તરફ ખેંચાય છે. અને તેથી કરીને નાટકના શૃંગારરસ ભરેલા ગાયનો ગાવાથી બુદ્ધિ મલિન થઇ જાય છે અને તે માટે જ આવી બુકો બહાર પાડી ગામ ગામના લોકોને ભક્તિનું વ્યસન કરાવવા તેને ગમે તેવા રાગમાં આ માળા બહાર પાડવામાં આવી છે.

હું કાંઇ વિદ્વાન તેમ કવિ નથી પણ વિદ્વાનો તથા મહાન પુરૂષોનો દાસાનુદાસ છું; આવાં પુસ્તકો લખીને બહાર પાડવાનો મહારો આશય કેવળ વિષયનું ખંડન ને ભક્તિનું મંડન જ છે, કાંઈ આત્મશ્લાઘા બતાવવાને કાંઇ મહારો યત્ન નથી. દોષથી દુનિયા ભરેલી છે તો ગુણજ્ઞ સજ્જન દોષ દૃષ્ટિએ નહિ જોતાં આમાંથી કાંઈ સાર ગ્રહણ કરવા જેવું હોય તો હંસરૂપ થઇ ગ્રહણ કરી આભારી કરશો.

હવે મહારા તરફથી થોડી મુદતમાં ખરો ખજાનો અથવા સુખ દુઃખનો સંસાર, એ નામનું સુંદર પુસ્તક બહાર પડવાનું છે. આ પુસ્તકમાં ભક્તિરસ જ ભરપુર દૃષ્ટિગોચર થશે એજ.

લી૦ આભારી.

જુથળ.
તા. ૧—૮—૦૬

મગનલાલ શંકર. પટેલ.
સ્કૂલ માસ્તર—જુથળ.
માંગરોલ બંદર

??? સુંદર ???

# ભકિતમાળા.

---

## પદ ૧ લું.

### રાગ—પ્રેમ સભાજનો.

ભકિતને કરી, જાઓ જન તરી,

શું લાવ્યાતા જન્મી જગમાં, શું લઇ જાવું હાલ;
ભક્તિ ભાતું સાથે લઇને, જીવડા જગમાં ચાલ.—ભક્તિ૦
ચાર દિવસનાં ખોટાં સુખમાં, ભક્તિ ન મુકો ભાઇ,
ભક્તિ ભાતું સાથે આવે, જુઠી સાવ સગાઇ.—ભક્તિ૦
ભક્તિ ઉપર ભાવ ધરીને, ભજન કરો દરરોજ,
આ મુષ્ટિમક નહી આપે, મુકો ખોટી મોજ.—ભક્તિ૦
આશા તજી દ્યો અંતરમાંથી, જગને જુઠું જાણુ,
ભક્તિ કરતાં કંઇક જીવડા, પામ્યા પદ નિર્વાણ.—ભક્તિ૦
એક વખત જો ખરા ભાવથી, લીઓ પ્રભુનું નામ,
દુઃખમાંથી છૂટી જઇ પ્રાણી, ઉત્તમ સુખને પામ.—ભક્તિ૦
ગજરાજે ગોવિંદને સમર્યા, આવ્યા જો તતકાળ,
સંકટ કાપ્યાં સ્નેહ ધરીને, ભક્ત લીધી સંભાળ.—ભક્તિ૦
સહાય કરે છે સર્વ સ્થળોએ, ભક્તિ ન મુકો ભાઇ,
ચોરાશીનો ફેરો ટાળો, ખોટી તજી સગાઇ.—ભક્તિ૦

## પદ ૨ જું.

રાગ—ભલે લાલ તમાચો મારી.

ભક્તિથી સૌ સુખ થાયે સંસારમાંરે,
સંસારમાંરે નરને નારમાંરે.—ટેક.
નાશવંત નર નકી સમજજે, આ જગનો સૌ ખેલ,
જીંદગી જાતાં વાર નહિ લાગે, જેમ પાણીની રેલ.—ભક્તિ૦
હતો ઉદરમાં દારૂણ દુઃખમાં, ત્યાં લીધી સંભાળ,
ભક્તિ ભૂલી ભવમાં ભટક્યો, હસે નિરંતર કાળ.—ભક્તિ૦
ચટકી છે આ ચાર દિવસની, ભટકી ન મર ભાઇ,
કાળ આવતાં સૌની તારે, જુદી પડે સગાઇ.—ભક્તિ૦
ખોટું સમજી ખરૂં ગણે છે, ઊમર ચાલી જાય,
કાળ તણા તું પડે હાથમાં, સાચું ત્યાં સમજાય.—ભક્તિ૦
ઝટપટ ચેતીજાને પ્યારા, કાળ હશે દિન રાત,
એક વખત તો કરે ગુમાની, જીવ તણી તે ઘાત.—ભક્તિ૦

## પદ ૩ જું.

રાગ—નિરબળ શત્રુ સબળ ગજપર ચડીને આવે છે.

કામ મુકી જન રામ ભજી લે, કાળ ચડી શિર આવે છે,
માત પીતાને પુત્ર કામની, પલમાં કાળ તજાવે છે.—ટેક.
મોટા મોટા નાંખે મારી, જીવ શું બેઠો છે ધારી,
એની રીત છે નઠારી, ગયા ઘણા જીવ હારી;
સેવા કરી લે જે સારી, વાત મનમાં ઉતારી,
કામ મૂકી જન રામ ભજ લે, કાળ ચડી શિર આવે છે.—૧

૧૭૦૮



## પદ ૪ થું.

**રાગ—બંધ કીલ્લો.**

અરે મ્હારી રક્ષા કરોને હે રામજી. ( બે વાર )
વિનંતિ સુણીને વેગે પધારો, દુઃખી થાય અહીં તારા બહુ દાસ,
પુરો આશ, રાખી પાસ, કહુ ખાસ. મ્હારી રક્ષા—૧
સેવક થઇને શરણે પડયો છું, દયા કરો તમે હવે દીનાનાથ,
સુણી વાત, રઘુનાથ, ભલી ભાત. મ્હારી રક્ષા—૨
દુઃખી થાઉં છું દુનિયા વિષે હું, મને સૂઝે નહિ એકે ઉપાય,
કરો સહાય, લાગું પાય રઘુરાય. મ્હારી રક્ષા—૩
પ્રીતી વધારો પગમાં રહેવાની, દીન બંધુ હુંતો દીનનો છું દાસ,
રાખો પાસ, અવિનાશ, કહુ ખાસ. મ્હારી રક્ષા—૪

## પદ ૫ મું.

**રાગ—મુજ સાહેલીયો—કલ્યાણની ઢબમાં.**

હે પાપી પ્રાણીઆ ન રામ જાણીઆ,
ખલક સુખ ખોટાં તેં, શું માણીઆ.
મરવું નકી માન માનવી, રહેવું નહિ નિરધાર,
રામ રામ સૌ મુખથી બોલો, આખરનો આધાર.—૧
જે દુઃખી બહુ થયા, જગતમાં ઘણા,
રામ ભજે સુખ થશે, નહિ રહે મણા.
કરણી પાર ઉતરણી માનો, માનો મરવું જન,
ઠાલે હાથે જવું પ્રાણીઆ, સમજી લે તું મન.—૨

અરે બાઝી શું રહ્યા, જો ઘણા ગયા,
મ્હોટા મ્હોટા રાયનાં તો મરણ હે થયાં.
ત્રાંબાનું આ તન નથી જન, ઉરમાં શું અભિમાન,
રામ વિસારી રમે રાગમાં, ભૂલી જાશું ભાન.—૩
ભાન શું ભૂલી, ભાઇરે ગયા,
વર્ષ બધાં પાણીમાં, અરે ચાલ્યાં ગયાં.
જુઠી બાજી થા નહિ રાજી, રામ ભજી લે ભાઇ,
મ્હારૂં મ્હારૂં મનથી મૂકી, સેવી લે સુખદાઇ.—૪
કાળ શિર ફરે, નહિં તને મુકે,
વખત આવતાં જરી, તને નહિ ચૂકે.
પતિતપાવન અધમ ઓધારણ, કરૂણાવંત કીરતાર,
દુઃખ મટાડો ભવસાગરના, સ્તુતિ કરે નરનાર
નગ્ન આવીને, નગ્નરે જવું,
મરણ એકવાર નકી માનજે થવું.
પુણ્ય પાપના થશે હીસાબો, હિંમત નહિ રહે હાથ,
પ્યારા બંધું પ્રેમ ધરીને, સેવો લક્ષ્મીનાથ.—૫

## પદ ૬ ઠું.

રાગ—શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો.

પ્રાણી રામ નામ પ્રેમથી તેં લીધું નહિ,
લીધું નહિ સુધા પીધું નહિ.— પ્રાણી૦

સાખી.

નાશવંત છે નર બંધું અમર નથી અહીં કોઈ,
વૃથા ગુમાવી જન્મને, શું માયામાં મોય.

સંસારમાં નહિ સાર, મનડા મ્હારારે,
(તમે) પ્રભુ ભજો નરનાર, જગ સુખ ખરાંરે.
ચેતી લીયો ચતુર ચેતી લીયો, વખતં આવશે,
નહિ માનજો જે ભક્તિનો ગયો,
ભક્તિનો ગયો કાળ જાયે વહ્યો.— પ્રાણી૦

સાખી.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યાં લગ્ન જાણજે જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સાચું સુખ નકી થાય, ભક્તિ કરતાંરે,
(નકી) પ્રભુ ભજે દુઃખ જાય, દુઃખ નહિ મરતાંરે.
સાચું ગણી સજ્જન સાચુ ગણી શોધો કાચ,
તે કેમ આજ તમે મુકીને મણી,
મૂકીને મણી સાવ મૂરખા બણી.— પ્રાણી

## પદ ૭ મું.

રાગ—બનજારા.

નથી નથી આ દેહ રહેનારી, કેમ ભક્તિ રૂદે નહિ ધારી,
અંતકાળે સગું નહિ કોઇ, ભુલ ખા માં જીવ જાણી જોઇ;
માર ખાવો પડશે જમ ભારી, નથી નથી આ દેહ રહેનારી.—૧
આ સ્વારથ બાજી રચાણી. કુડી કરમાં મુરખ કમાણી,
કરી જીંદગી બધી ધૂળ ધાણી, નથી નથી આ દેહ રહેનારી.—૨
કોઇ આજ ગયા કોઇ કાલે, જીવ જાયા વિના નહિ ચાલે,
જરા દિલમાં લેજો વિચારી, નથી નથી આ દેહ રહેનારી.—૩

તારૂં મારૂં મુકી દે તું મનથી, સ્વર્ગ મળે નહિ વળી ધનથી,
ભક્તિ ગણો સુખકારી, નથી નથી આ દેહ રહેનારી.—૪
આ વ્યર્થ વખત જાય પ્રાણી, બુરૂં થાવાની એતો એંધાણી,
મુકી દેને વલોવવું વારી, નથી નથી આ દેહ રહેનારી.—૫
નકી જન્મો જગમાં જવાનો, તેવા ગર્વ કરે મન શાનો,
પ્રભુ પ્રેમે ભજો સુખકારી, નથી નથી આ દેહ રહેનારી.—૬

## પદ ૮ મું.

### રાગ—સોરઠો.

સાર મળે નહિ કાંઇ, અસાર આ સંસારમાં,
ફરતી ફરતી છે છાંય, ભક્તિ કદી નહિ ચૂકીયે.

## પદ ૯ મું.

**રાગ**—કૃષ્ણને કરવું હોય તે કરે મન તું શીદને ચિન્તા ધરે.
અવસ્થા જાય અરે ચાલી, રહ્યો શું સંસાર મહાલી. —ટેક.
કૃત્ય કર્યું નહિ એકે સારૂં, ભક્તિ મુકી ભાઇ,
અંત વખતમાં અરે અકરમી, ખોટી સાવ સગાઇ —અવસ્થા૦
પ્રભુ નામને જપો નિરંતર, મનનો મુકી મેલ,
ભક્તિ વિણ સંસારે તરવું. કયાં છે મૂરખ સહેલ.—અવસ્થા૦
ખોટી બાજી થા માં રાજી, અંતે દુઃખની ખાણ,
ભક્તિથી સુખ થયાં ઘણાને, વેદ પુરાણે જાણ.—અવસ્થા૦
જન્મું તેતો જાણ જવાનુ, અમર નહિ અહીં કાંઇ,
નાશવંત આ જગના સુખને. શું મુરખ તું રાય.—અવસ્થા૦

## પદ ૧૦ મું.

રાગ—વીરા વેસ્યાના યારી.

કરે કાળ લાચારી, સુણુ નર નારી, ગર્વ ઉતારી
ભક્તિ લઇને હાથ;
જાયે જીંદગી તારી, ચિતમાં ધારી, ભજ મોરારી
ત્રણુ લોકના નાથ —ટેક.
અંત સમે કોઇ સંગ નહિ ચાલે, સગાં સહોદર ભાઇ,
જગ માની લે મનથી જુઠો, જુઠી સાવ સગાઇ,
કરો ભક્તિ પ્યારી, સૌ નરનારી, દીલમાં ધારી
ભક્તિ આવે સાથ.— કરે કાળ લાચારી-૧
પ્રભુ સાથે જેને પ્રીત કરી નહિ, પશુ રહ્યો જગમાંહી,
ઠાલે હાથે એકલો ચાલ્યો, સાથે ન લીધું કાંઇ,
ચિત્તે સુઝે કો બારી, લ્યોને સુધારી, સૌ નરનારી
કરે વિચારી વાત.— કરે કાળ લાચારી--૨
કાળ મુકે નહિ વખત આવે, હોય ભલે ભૂપાળ,
ભક્તિ દેખી ભવસાગરે, પ્રભુ લીયે સંભાળ;
ભાવે ભજ મોરારી, મહા બળધારી, છે સુખકારી,
દીનતણા દીનનાથ.— કરે કાળ લાચારી—૩

## પદ ૧૧ મું.

રાગ—ધનાશ્રી.

જવું કાળને હાથ, પલકમાં જવું કાળને હાથ;
ગર્વ તજીને ભક્તિ કેરી, સમજ જરા તું વાત.—પલકમાં૦

દારૂણ દુઃખથી તારી લેશે, એજ કૃપાળુ દીનનાથ.-પલકમાં૦
વાત વિચારી લે તું સારી, ભક્તિમાં રળીઆત.-પલકમાં૦

## પદ ૧૨ મું.

**રાગ—ગરબી. ( રઘુપતિરામ )**

આંહીં જીવ તારૂં નથી જોને કોઇરે,
વેળા પ્રભુ ભજનની તેં ખોઇ.— આંહીં૦

ઉપડે ખોટા તુરંગો મનમાંરે,
મુરખ મોહી રહ્યો શું ધનમાંરે,
રોગ ભર્યો માની લેતું તનમાં.— આંહીં૦

પીતા, માતાને ઘરની નારીરે,
તેનું સગપણ ખોટું લે ધારીરે,
દુઃખે સાર લીયે ન કો તારી.— આંહીં૦

આળસ મુકીને ભજ અવિનાશીરે,
ટળે કાળ તણી સિર ફાંસીરે;
પ્રભુ ભજતાં ભલે થાય હાંસી.— આંહી૦

જાય અવસર એળે જો તારોરે,
નકી જગને સમજજો ખારોરે;
ધીક ! ધીક ? ગણો જન્મારો.— આંહીં૦

હજી માન કહ્યું તું મહારૂંરે,
પ્રભુ ભજવામાં હીત છે તારૂંરે;
ભક્તિ વિના મગજ છે નહારૂં.— આંહીં૦

## પદ ૧૩ મું.

### રાગ—ઉપરનોજ.

મરી જાવું મન ? પ્રભુ ભજ ભાવેરે,
તેથી દુઃખ કદી નહિ આવે.— મરી૦
સુખ સંસારે નથી જરાયેરે,
ભક્તિ વિના ન પેટ ભરાયરે;
કદી સુખ સંસારે ન થાય.— મરી૦
ખોટી આશા તજી દે તું પ્યારારે,
જગના ખેલ સૌ ગણી ન્યારારે;
અલગા અંતે બધા છે થનારા.— મારી૦
તૃષ્ણા નદીમાં જીવ તણા માંરે,
પાપી છાપે જગમાં જણા માંરે;
વિષય વાંસે હરામી હણા માં.— મરી૦
અમૃત પીવાનું કાં મૂકી દીધુંરે,
બુરૂં જીવનું પામર કાં કીધુંરે;
ભાતું સ્વર્ગ તણું ન લીધું— મરી૦
હું ને મારૂં મૂકી દે તું મનથીરે,
ભક્તિ કરતાં બીજે નહિ જનથીરે;
પ્રભુ મલતા નથી જોને ધનથી.— મરી૦
હજી આંખ ઉઘાડી તું જોનેરે,
વેળા પ્રભુ ભજન કાં ખોનેરે;
જાવા ટાણે ઝાઝું જીવો માં.— મરી૦

## પદ ૧૪ મું.

### રાગ—સવૈયાની ઢબ.

જાણુ જવાનું જગથી પ્યારા, એક દિવસ સમશાન ખરૂં,
પ્રભુ નામ લે તું મુખથી, સુખ સંસારી છેજ પરૂં:
બાળપણામાં તેં નવ જાણ્યું, અણુસમજુ થઈ ખેલ કર્યા,
જાણુ જુવાની જાય જીવડા, રામ રૂદે નહિ જરી ધર્યા.—૧
બુઢ્ઢાપણામાં કર નહિ ચાલે, હિમત નહિ રહેજો હાથે,
ત્રણે અવસ્થા જાય અવરથા, પાપ પુણ્ય છે સાથે;
ભવસાગરમાં ભટકી ભટકી, પ્રભુ ગુણ તેં નહિ જાણ્યા,
અગણીત પાપો કરી જીવડા, સુખ સંસારે બહુ માણ્યા.—૨
હાલ થશે બેહાલ સમજજે, સાર લીયે નહિ કો તારી,
સાચું તો સમશાન સમજ મન, શીખ સુણજે આ મારી;
ઝટપટ ચેતી તજ અજ્ઞાનો, ખરા પ્રભુને જા શરણે.

## પદ ૧૫ મું.

### રાગ—પુનમ ચાંદની.

મરખ રહ્યો શું મહીમાં સુખ નહિ માનજેરે,
કોઇ કામ નહિ તારે આવે મનમાન.
ખોટું સુખ ગણાયું સર્વે જો સંસારનુંરે,
ભક્તિ ભાવથકી કરજે ભાઇ ભગવાનનીરે;
આવે અંત સમે જાણો જીવને એ કામ—મુરખ૦

સાખી.

સ્મરણ કર કીરતારનું, તજી અંતર અભિમાન,
કોઇ કામ આવે નહિ, સમજ સમજ હેવાન;

મુકી મહેલ ખજાના ભૂપ ગયા શમશાનમાંરે,
અવસર આવો નહિ આવે ફરી તારે હાથ.—મુરખ૦

સાખી.

દુનિયામાં ડાહ્યો થઈ, ભજ્યા નહિ ભગવાન,
કાળ પકડશે પ્રાણીઆ ઉપજે ઉરમાં શાન.
નરરે રહેવું પડશે જીવને જ્યારે જીવડારે,
દીલગીરી દીલમાં થાયે ત્યારે પારાવાર.— મુરખ૦

સાખી.

માત પીતા સુત બાંધવો, બાંધી તુજને આંહી,
દુઃખ પડે તારાપરે, સહાય કરે નહિ કોઈ.—મુરખ૦
સગપણ સૌનું છે ખોટું તુ મનથી માનજોરે,
ચટકી ચાર દિવસની, મનથી મુરખ માન.—મુરખ૦

સાખી.

ગોથ્યા સુખ સંસારનું, મૃગ તૃષ્ણા છે ભાઇ,
આખર સુખ દીસે નહિ, ભાવે ભજ રઘુરાય.—મુરખ૦
નિર્લજ થઇને નર તું માયામાં બહુ નાચ મારે,
ઠાલે હાથે તારે જાવું પડશે ભાઇ.— મુરખ૦

સાખી.

ફરતી ફરતી છે છાંયડી, રહ્યા ન અમર કોઇ,
માતપીતા મરવું થતાં રહેશે તે પણ રોઇ.
સાથે નહિ આવે કો માન ખરૂં સંસારથીરે,
ભુલો પડીને કાં ભટકે છે ભજને રામ.—મુરખ૦

સાખી.

જોબન રંગ પતંગનો, રહેશે દહાડા ચાર;
ભક્તિ કરજે ભાવથી, જાવાની નહિ વાર.
મોટા મહિપતિને પણ માર્યા કાળે માનજેરે,
તુજને નહિ મૂકે એ મનમાં સાચું માન.—મુરખ૦

સાખી.

વાટ જુઓ સૌ કાળની, બીક ધરો મન સાથ;
ભક્તિનો મારગ લીઓ, તજી બધો ઉતપાત.
જીવને જોયે ભક્તિ પ્રેમ ધરીને આપજોરે,
મગન માન ખરૂં તું મનથી મહારૂં આજ.—મુરખ૦

## પદ ૧૯ મું.

કર રઘુવર સેવા સારી, પ્રાણી પલ માની પ્યારી.—ટેક
જીવ જાણ જુવાની જાયે, પાછળ પસ્તાવો થાયે,
શું ભૂલ ભજનની ખાયે, સૌ લીયો દિલ વિચારી.—કર૦
કોઈ આજ ગયા કોઇ કાલે, જીવ ગયા વિના નહિ ચાલે,
શું ખોટી માયા મહાલે, સૌ વિનતી સુણજો અમારી. કર૦
કાજળના ઘરમાં રહેવું, ત્યાં શું કાજળનું કહેવું,
માટે સાવધ થઇને રહેવું, છે જગની માયા જનારી.—કર૦
શું ધાઈ ધૂતી ધન કામ્યો, ચિત્ત શાન્તિ જરા નહિ પામ્યો,
જીવ પાપ કાંપ બહુ જામ્યો, નર ગયા ઘણા જો હારી.—કર૦
શું રંગ ચડાવે મનને, તુજ બાળી દેશે તનને,
કોણ ભોગવશે તુજ ધનને, જન પુરી ગતી નકી તારી.—ક૦

નકી પલમાં ઉડી જાવું, નકી મરણુ શરણુને થાવું,
પ્રભુ નામ સદા ચિત્ત ચાવું, સૌ ભજી લ્યો સુખકારી.-કર૦

## પદ ૧૭ મું.

જો ચડી કાળ અસ્વારી, હિમત નહિ જા તું હારી.—ટેક૦
શું કરે તુ હીઠી હીહી, પલમાં બગડી કંઈ પીહી,
મેંમડે માયા નહિ દીઠી, પ્રભુ પાપી લીયોને તારી.—જો ચડી૦
ફટ પાપી નિચ હરામી, તું ગયો જગત શું કામી,
ઘડી ભજ્યા નહિ બહુ નામી, પડે દુઃખ જીવને ભારી.—જો ચડી૦
કોણુ પીતા માતાને ભાઈ, જીવ જાતાં નહિ સગાઇ,
જીવ ગયે પડે જુદાઇ, સૌ ભજી લ્યો સુખકારી.—જો ચડી૦
હવે કોણુ જીવ તુજ બેલી, સૌ સગાંએ આશા મેલી,
નહિ હારે આવે હવેલી, નકી દુઃખ નરકના ભારી.—જોચડી૦
નકી દુનિયાના દુઃખ ભારી, ત્યાં કોણુ લીયે જીવ તારી,
રૈ.. ચેતી લીયો નરનારી,ભજો ભાવ ધરી સુખકારી.—જો ચડી૦

## પદ ૧૮ મું.

અભિમાની આંખ ઉઘાડી, જરા જુઓ દીલમાં જાગી.—ટેક.
શું ફ્કડ થઇને ફુલે, કરવાનું કાં તું ભૂલે,
આ દેહ મળ્યો મોંઘા મૂલે, તું કરમાં ઉંધું અભાગી.—જરા૦
સૌ લખ્યા પ્રમાણે રેશે દેવું વળતાં મારગ લેશે,
પછી નહિ રહેવા જીવ દેશે, કાં બગાડ કાયા પાડી.—જરા૦
શું મદ જુવાની રાખે, હુંપદ હરામી ભાખે,
જીવ કડવાં બી શું ચાખે, હજી ઉંડી નદી છે આડી.—જરા૦

શું છાતી કાઢી ચાલે, માયા મસ્તાની માલે,
નહિ પાઈ કોઇને આલે, નર તૂટે છે પલમાં નાડી.—જરા૦
નક્કી જાણુ જવાનું પલમાં, પરપોટા કયાં સુધી જલમાં,
શું મોહી રહ્યા છે મલમાં, શિર કાળ હશે છે દાડી.—જરા૦
પ્રભુદાસ વિચારે મનમાં, બહુ રોગ ભર્યો છે તનમાં,
નથી સુખ સમજ મન ધનમાં, નક્કી ભક્તિ આવે આડી.—જરા૦

## પદ ૧૯ મું.

### રાગ—મરશિઆ.

ચેત ! ચેતરે મર્ણ મૂકે નહિ કોઇને,
ત્રાસ પામ્યો ખરે મરે જોઇને;
જીવ જાશો તમે મુડી ખોઇનેરે.— ચેત૦
રાય મોહોટા મોહોટા ચાલ્યા ગયા,
હાલ તેના બહુ બુરા થયા;
તેનાં નામ આંહીં તો નથી રહ્યાંરે.— ચેત૦
કોઈ સાચું સગું નથી જગમાં,
રોગ ભર્યો માનો રાગો રગમાં;
છે મર્ણ માની લેજો પગમાંરે.— ચેત૦
ભાઈ રંગમાં તમે શું રમો છો,
ભૂલી ભાન અરે શું ભમો છો;
દુઃખ નરક નાકાંરે ખમો છો.— ચેત૦
તમે ચેતી ચતુર નર ચાલો,
જીવ માયામાં જરી નહિ ચાલો;
જીવ માયામાં જરી નહિ ધાલો:

ખલક ખોટાં સુખ શું માલોરે.— ચેત૦
કોઈ આવે નહિ જીવ સાથે,
મોત ભમે માનો શિર માથે;
કરી લીઓ સારાં કામ હાથેરે.— ચેત૦
ઘણા દુઃખી દુનિયામાં જણાયા,
બળતાં દેખી મશાણે મેં કાયા;
સાથે આવી નહિ જરા માયારે — ચેત૦

## પદ ૨૦ મું.

રાગ—લટકાળો શામળીયો.

હે નકી માનો મુરખ નરો મરવું,
રાજી થઈને રઘુવર વરવુંરે.— નકી–ટેક.
આરે મનુષ્ય દેહ ફરિ નહિ આવે,
ભક્તિ નવિ ભાઈ તરવુંરે.— નકી૦
અંતઃકાળે સગું અહીં નથી કોઈ,
લક્ષ ચોરાસી ફરવુંરે.— નકી૦
પીપળ પાનો જાણો જવાનો,
ખીલ્યાં તેને છે ખરવુંરે.— નકી૦
જાવા વખત કહુ માનો મગનલાલ,
ભક્તિનું ભાતું ભરવુંરે. નકી૦

## પદ ૨૧ મું.

### રાગ—લાજ લીધી જરૂર લાજ લીધી.

વાત માનો જરા વાત માનો,
ઘેલો થઇને ગર્વ કરે શાનો.— જરા૦
ચાલ્યું જાવું સગાં સ્નેહી મૂકી,
વહાલી કાયા સ્મશાને દેશે ફુકી;
તોપણ ભક્તિ કરે ન નાદાનો.— જરા૦
સહાય કોઈ કરે નહિ તારી,
ભજ ભાવે કહું ભય હારી;
સમજ રાખી લે હવે નથી નાનો. જરા૦
પ્રભુ રક્ષા કરે ભક્ત કેરી,
શરણે જાને કહું છું નમેરી;
મગન મુકી ઉરના તોફાનો. જરા૦

## પદ ૨૨ મું.

## मंदोदरी रावणने कहे छे.

### રાગ—ક્ષત્રિકલંક.

મ્હારૂં વચ સુણીને પ્રાણનાથ.—સીતાને તમે સોંપી આવોરે.
આતો કુળ કેરી થાવા બેઠી ઘાત.— સીતાને૦
સમરથ સાથે કરો કેમ વેર.— સીતાને૦
આતો થાવા બેઠો કુળ કાળો કેર.— સીતાને૦
રામ સૂરજને તમે તારા તુલ્ય.— સીતાને૦
કરો નહિ પ્યારા આવી ભૂલ.— સીતાને૦

દીન થઇ દીનાનાથ પાસે જાઓ.— સીતાને૦
હાથે કરી ઝેર કેમ પ્યારા ખાઓ.— સીતાને૦
જેને માર્યો મધુ કૈટભ મહાન— સીતાને૦
દીતીના પુત્ર માર્યા ભગવાન.— સીતાને૦
બાંધ્યો બળી ધરી વામનરૂપ.— સીતાને૦
સહસ્ત્ર બાહુને કરી દીધો ચુપ.— સીતાને૦
પ્રગટ થયા પૃથ્વીનો જોઈ ભાર.— સીતાને૦
જીવ માત્રના રામ છે આધાર.— સીતાને૦
દીનબંધુ તમે માનજો દયાળ.— સીતાને૦
નકી ભક્ત કેરી લેશે તે સંભાળ.— સીતાને૦
મારૂં માની જાઓ મમ પ્રાણનાથ.— સીતાને૦
દાસી આપ તણી જોડી ઉભી હાથ.— સીતાને૦

## પદ ૨૬ મું.

વિભિકપણે રાવણને આપેલો સુબોધ.

**રાગ—કૃષ્ણને કરવું હોય તે કરે.**

રાવણ માનીજા મહારૂં, સીતા હરણ નથી સારૂં.—ટેક.
સીતા રૂપી ઝેરી નાગણી, નહિ છંછેડો ભાઈ,
રણમાં માથાં રગદોળાશે, કરી શકો નહિ કાંઈ—રાવણ૦
ચૌદ ભુવનમાં નથી રામ સમ, બળીઓ ને ગુણવાન,
કુળનું ભુંડું કર માં ભાઈ, થાશે પુર મેદાન.—રાવણ ૦
વ્યસની ને વ્યભિચારી તુજને, કહું હું હીતનું વેણ,
પર નારીમાં તારી પ્રીતિ, તે માટે દુઃખ દેણ.— રાવણ૦

સીતાને તું શું સમજે છે, નથી મનુષ્યની નાર,
ફુંક મારતાં ડુંગર ફાટે, થાય હાહાકાર— રાવણુ૦
રાક્ષસ કુળતો રણમાં મરશે, થાશે બહુ ઉત્પાત,
રાવણુ મ્હારી અરે જરા તું, સમજ, સમજ આ વાત—રાવણુ૦
મ્હારૂં માની શરણે જા તું, સીતાને લપ સાથ,
કરૂણાળુ છે કહું રામજી, દીનબંધુ રઘુનાથ.— રાવણુ૦

## પદ ૨૪ મું.

### રાગ—દેશી ગરબી.

પ્યારા કાલની ખબર નથી કોઈનેરે,
ચાલો જગમાં ડાહ્યા જરા જોઇનેરે.— ટેક.
ખોટી માયામાં શું રહ્યા મોહીનેરે,
જાવું પડશે જીવ મુકી ખોઇનેરે.— પ્યારા૦
ચેતી ચાલો બધા જન જોઇનેરે,
કાળે મૂકયા નહિ જન કોઇનેરે.— પ્યારા૦
તમે જગમાંથી જાજો પાય ધોઇનેરે,
આંહીં સાચું સગપણ છે લોહીનેરે.— પ્યારા૦
ભૂલી કેમ ગયા કાળ જોઇનેરે,
તહારાં વહાલાં સગાં રહેશે જોઇનેરે.—પ્યારા૦
રઘુવરને રહો જન મોહીનેરે,
મગન થાઓ ન મૂકે કાળ કોઇનેરે.—પ્યારા૦

## પદ ૨૯ મું.

**રાગ—ડરમાં તું દીલ સાથ.**

કાળ જણાવે ફેર, માનવી કાળ જણાવે ફેર,
નથી જવાની દેર, માનવી કાળ જણાવે ફેર.—ટેક.
રાખને નીતિ, પ્રભુમાં પ્રીતી, અંત સમાની
ટાળી લે બીતી—મૃત્યુમાં નહિ પડે ફેર.— માનવી૦
માયાને જોઇ, શું રહ્યો મોહી, વહાલાં
સગાં સૌ રહેશે રોઈ, પ્રભુ સાથે ન રાખો વેર.—માનવી૦
સાથે ન ભાઇ, આવે ન પાઇ, કીધી
ન કાંઇ માન કમાઈ, ખોટી માની જીવે આંહી લહેર.–મા૦
મુકીદે મહારૂં, કોઈ ન તહારૂં, સેવ
કર્યાથી જીવને સારૂં, ભાઈભક્તિ કરો બેર બેર.—માનવી૦

## પદ ૨૬ મું.

**રાગ—ક્યાંથી આ સંભળાય મધુરસ્વર.**

જગતમાં આવ્યો છે શું કામ, જગતમાં આવ્યો છે શું કામ.–ટેક
લીધો નહિ વિશ્રામ, જગતમાં આવ્યો છે શું કામ—જગત૦
આળપંપાળને માન મુકીને લેને નારાયણ નામ.—જગત૦
ગર્ભવાસે તું શું કહી આવ્યો, ભૂલી ગયો ભગવાન.—જગત૦
માતપીતાને ઘરની નારી, કુડાં કરાવી કામ.— જગત૦
માયા કેરો મહીમા મૂકી, ચિંતે ચિતવ શ્રીરામ.— જગત૦
ધન દોલતને માલ ખજાના, પડયાં રહેશે જો તમામ.—જગત૦

મગ્ન થઇને બ્રહ્મરૂપી પાણી, લે પ્રભુ પદે વિશ્રામ.--જગ૦
અંત વખતમાં ઉગારી લેશે, એક કૃપા નીધિ રામ—જગત૦
મીથ્યા સુખમાં શું ભરમાણો, કાંઈ નહિ આવે કામ.—જગત૦
મગન રહીને ભક્તિ કરજે, ભજી લેવા ભગવાન.—જગત૦

## પદ ૨૭ મું.

રાગ—બસ જાઓ (૨) અહીંથી બાવા.

નથી સાર (૨) જગતમાં કાંઇ,
જેને સુખ છે શું આંહી;
કોઇ સગું નહિ સંસારે,
કોણ ભવસાગરથી તારે;
કરો વિચાર, નથી કંઇ સાર, જગતની માંહી.—જેને૦
દુઃખ પંડ (૨ ઝાલશે બાંહી,
જુઠા જગતમાં નહિ કાંઈ;
આ જગની જુઠી સગાઇ,
જાણુ પિતા પુત્રને ભાઇ;
આવે નહિ કામ, ભજી લે રામ, ભાવથી ભાઇ.—જેને૦

## પદ ૨૮ મું.

રાગ—ત્યાગ પુત્ર તું જાને રામ સાથ વને.

માથે કાળ ફરે છે કાં વિશ્વાસ કરો:
પ્રભુ ભક્તિ વિના નહિ કોઇ તરો.
હળાહળ ઝેર પીધું, હરિનું ન નામ લીધું. વિષયરૂપી
કાર્ય કીધું. વાહ ! વાહ ? વાહ ?
બુદ્ધિવંત થઇને કેમ બુડીમરો— માથે કાળ૦

જરા જુઓને જાગી, ચારે કોર લાહે લાગી, વિષયથી
જાવું ભાગી. વાહ ? વાહ ? વાહ ?
કાયા માયા નહિ કામ આવે કાંઇ નરો.—માથે કાળ૦
કરે શું મારૂં મારૂં, અંતે નહિ કોઇ તારૂં,
હરિનું નામ સારૂં. વાહ ? વાહ ? વાહ ?
ચાર દિવસ રહેવું છે સૌ ભક્તિ કરો.—માથે કાળ૦
અંતે નહિ કોઇ રહે, મગન હવે શું રે કહે
સુખી થાય નામ લહે. વાહ ? વાહ ? વાહ ?
સર્વ કાર્ય તજીને સીતારામ વરો.— માથે કાળ૦

## પદ ૨૯ મું.

**રાગ**—તું સાંભળ સૈયર મહારી.

તું પ્રભુ ભજી લે પ્રાણી, પ્રીતી અંતરમાં આણી—ટેક.
મોંઘો છે મનુષ્યા દેહ, તે પણ અંતે નહિ રહે;
ભટકીશ ચારૂ ખાણી, પ્રીતી અંતરમાં આણી.— ૧
આ માત તાતને ભાઈ, ખોટી છે સર્વ સગાઈ;
સાંભળ સંતની વાણી, પ્રીતી અંતરમાં આણી.— ૨
નકી ચાર દીવસમાં જાવું, પાછળથી છે પસ્તાવું,
શું અકલ આ વેચાણી. પ્રીતી અંતર માઆણી—૩
તેં આવીને શું કીધું, નારાયણના ગન લીધું,
નકી નર્ક તણી છે એંધાણી, પ્રીતી અંતરમાં આણી.—૪
કહ્યુ મગનલાલનુ માની, થાને જગતમાં દાની,
નકી સ્વર્ગ તણાં સુખ માણી, પ્રીતી અંતરમાં આણી.—૫



☛ જરા નજર કરશો તો વખત નિષ્ફળ નહિ જાય.

**નવિન? નવિન?? નવિન???**

# ખરો ખજાનો

**અથવા**

## સુખ દુઃખનો સંસાર.

કીમત ૦—૮—૦.

આ પુસ્તકમાં ભક્તિરસ જ વર્ણવવામાં આવશે અગાઉથી ગ્રાહક થઇ આરી કરશો. અગાઉથી ગ્રાહક થનારનાં નામ પ્રસિદ્ધ થશે.

**મગનલાલ શંકર પટેલ**
સ્કૂલ માસ્તર—**જુથળ**
**માંગરોળ.**

# વિજ્ઞપ્તિ.

નિચેનાં પુસ્તકો તૈયાર છે ઇચ્છા હોય તો મંગાવી લીઓ.

| | | |
|---|---|---|
| મોહનમાળા. | ૦—૪—૦ | ટપાલ ખરચ જુદું |
| સુખી સદન. | ૦—૬ ૦ | |
| મોહન મહિમા. | ૦—૨—૦ | |
| ભક્તિમાળા. | ૦—૨—૦ | |
| ખરોખજાનો. | ૦—૮—૦ | |
| માનસિંહ. | ૦—૨—૦ | |
| કામનાથ કીર્તિ સંગ્રહ. | ૦—૨—૦ | |
| પાંખ અને વગવસીલો. | ૦—૦—૬ | |
| શીખામણુની ધાત. | ૦—૧ ૦ | |
| બોધવચન. | ૦—૨—૦ | |

મુ. જુથળ
પોસ્ટ માલીયા હાટીના.

મગનલાલ શંકર પટેલ
સ્કૂલ માસ્તર—**જુથળ**
**( માંગરોળ )**

## સ્વદેશ પ્રત્યે ઉંચી લાગણી કહેવી રીતે રાખવી?

—તે જુઓ—

## સ્વદેશ બંધુઓને

# —ખુશ ખબર—

જેમ બંગાળ બંધુઓ ઉંચી લાગણી ધરાવે છે ને બંગાળના ભાગલા સામે અવાજ ઉઠાવી, પરદેશી માલ નહિં વાપરવો એવો ઠરાવ કર્યો છે. અને તેમ કરી સ્વદેશ પ્રત્યે ઉંચી લાગણી દેખાડી આપી છે તો આપણે પણ શામાટે તેવી લાગણી ન રાખવી, કે બની શકે ત્યાંસુધી સ્વદેશી ધંધાદારીઓ તથા સ્વજાતી ભાઈઓ સાથે જ કામ પાડવું? અને તેમને જ ઉત્તેજન આપવું.

એવી લાગણી તમારામાં હોય તો

—પધારો—

**પાયધુનીપર—શા. લીલાધર મોતીચંદ ગાંધી ટોપીવાલાને ત્યાં.**

---

## —સંતોષકારક ટોપીયો સીવવાનું ખાતું—

અમારે ત્યાં તરેહવાર ફેન્સી મખમલ તથા સીલીક સાટીન વીગેરેના સર્વ કોમને લગતી ટોપીઓ જેવી કેલાં બીગોળ, મોગલકેપ, ચંદ્રમુખી, લબગોળ, દક્ષિણ, વીગેરે વીગેરે નમુનેદાર ટોપાયો તૈયાર તથા વરધી મુજબ બનાવી આપીએ છીએ. બહાર ગામના ઓડર ઉપર પુરતું ધ્યાન આપી. વી. પી. થી મોકલી આપવામાં આવે છે.

ઠેકાણું—પાયધુની ત્રાબાકાટા, ત્રાંબના રસ્તા ઉપર.

( અમારા નામનું પાટીયું મારેલું છે. )

## શાહીની પેનથો કંટાળેલાઓને

# ખુશ ખબર.

પેન ખરીદવા આગમચ અમારી સલાહ લેવી તમારા પઈસા, તેમજ અમુલ્ય તક બન્નેનો ઉપયોગ થશે, સર્વ દોષ રહીત ઉત્તમ કારીગરીથી બનેલી વામાં સરલ, ટકાઉ, નાના કદની, બે સોનાની પટીવાળી આ પેન, વકીલ તથા બેરીસ્ટર તેમજ હમેશા પેનના વાપરવાવાળાને સંતોષ સાથે હાથને શૃંગાર રૂપ થઇ પડેછે. કીં. રૂ. ૩ ૦ ૦

અમારે ત્યાં રબર સ્ટેમ્પ ઘણા સરસ અને સસ્તેભાવે બને છે તેમજ તેને લગતો તમામ જાતનો સામાન તથા તેને લગતું દરેક કામ ઘણાં કીફાયત ભાવે થાય છે વધુ માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો.

એલ. એમ ઠકર. શાહીની પેનના વેપારી.
અબદુલ રહીમાન સ્ટ્રીટ નં. ૪૮૦ મુબઇ.

## પ્રમાણિકપણું એજ વેપારીનુ

# ભુષણ છે.

અમો ખંત અને અનુભવથી ઘણા લાંબા વખત થયા આજ પર્યંત સુધી કમીશન એજન્ટનું કામ જુજ નફાથી કરતા આવ્યા છીએ તેનો લાભ અમને અમારા માનવંતા ગ્રાહકોને પુરતો સંતો મળ્યો છે એજ બસ છે તેઓ સાહેબો અમારા પ્રમાણિકપણા અનેક માણસોને ભલામણ કરે છે.

એલ.એમ.ઠકર શાહીની પેનના વેપારી અને કમીશન એજન્ટ
ઠે:—અબદુરહીમાન સ્ટ્રીટ નં. ૪૮૦ મુબઇ